# સાચી કેળવણી.



કેળવણી કહે છે હું સત્તાની દાસી નથી. કાયદાની કીંકરી નથી, વીજ્ઞાનની સખી નથી, કળાની પ્રતીહારી નથી, અર્થશાસ્ત્રની બાંદી નથી! હું તો ધર્મનું પૂનરાગમન છું! મનુષ્ય, હ્રદય, બુદ્ધિ તેમજ તમામ ઈન્દ્રીયોની સ્વામીની છું! માનસશાસ્ત્ર ને સમાજશાસ્ત્ર એ બે મારા પગ છે, કળા ને હુન્નર મારા હાથ છે, વીજ્ઞાન મારૂં મસ્તક છે, ધર્મ મારૂં હ્રદય છે, નીરીક્ષણ ને તર્ક મારી બે આંખો છે, ઇતિહાસ મારા કાન છે, સ્વાતંત્ર મારો શ્વાસ છે, ઉત્સાહ ને ઉદ્યોગ મારા ફેફસાં છે, ધીરજ મારૂં વ્રત છે, શ્રદ્ધા મારૂં ચૈતન્ય છે! આવી હું જગદંબા છું. જગદ્ધાત્રી છું. મારી ઉપાસના કરનાર, બીજા કોઇનો ઓશીઆળો નહિં રહે એવી સર્વકામના મારી મારફતે તૃપ્ત થઇ શકે એમ છે.

(કાકા કાલેલકર.)



॥ ॐ तत्सत् परमात्मने नमः ॥

# શ્રી આર્યનૈતિક નાટક સમાજ.

# ઉષા કુમારી

નાટકનાં ગાયનો તથા ટુંકસાર.

રચાવી છપાવી પ્રસિદ્ધ કરનાર

— માલીક —

નકુભાઇ કાળુભાઇ શાહ

લેખક:-શ્રી મણીલાલ ત્રિભુવન (પાગલ)

કાવ્ય વિભાગ:-શ્રી રઘુનાથ ત્રિભુવન બ્રહ્મભટ.



ધીકાંટા ભારતભુવન થીએટર — સંવત ૧૯૯૬ — ઇ. સ. ૧૯૪૦

આવૃતિ ૧ લી — પ્રત ૫૦૦૧

કિંમત ૪ આના.

# પાત્ર પરિચય.

## —: પુરૂષ પાત્રો :—

**પ્રતાપચંદ્ર**— વીસમી સદીનો શ્રીમંત.
**ભોળાનાથ**— પ્રતાપચંદ્રનો ગરીબ વેવાઈ.
**અનીલચંદ્ર**— ભોળાનાથનો પુત્ર, હંસાનો પતી.
**પ્રવિણચંદ્ર**— ભોળાનાથની દિકરીનો દીકરો.
**ફુલારામ**— પત્થરની ખાણનો કોન્ટ્રાક્ટર.
**નવલરામ**— તેનો નોકર.
**મદનસીંહ**— નગર નરેશ.
**મનોહરરાય**— ન્યાયાધીશ.

એ સિવાય, સુંદરદાસ, ઇન્સ્પેક્ટર, મજુરો, પોલીસો, ઇત્યાદી.

## —: સ્ત્રી પાત્રો :—

**હંસા કુમારી**— પ્રતાપચંદ્રની પુત્રી. અનીલની પત્ની.
**સુમતી**— પ્રતાપચંદ્રની નાની પુત્રી.
**મંગળાગૌરી**— હંસા—અને—સુમતીની માતા.
**સાવિત્રી**— ભોળાનાથની પત્ની.
**ચંદ્રાગૌરી**— ફુલારામની પત્ની
**લલના**— ફુલારામની પુત્રી.

એ સિવાય, કથકલીઓ, સખીઓ........ઇત્યાદી.

**સ્થળ:**— દેશી રાજ્ય. **સમય:**— ચાલુ

# "વકતવ્ય"

આજનો નાટક, એટલે આજના જીવનનો વિષમ પ્રશ્ન કે જે સંસ્કારી માનસને મુંઝવી રહ્યો છે. કેળવણી એટલી ઉંચી અને આર્થહીન અપાય છે, એમાં કોનો દોષ છે, એનો જવાબ જડતો નથી સાચી ખોટી કેળવણી એ કોણ સમજાવે? જે વડીલોની નીંદા થાય છે, જેની પ્રતીષ્ઠાપર સંતાનો મોંથી મોજે ઉડાવે છે, એ શું બીન કેળવાએલા હતા? નવાએ શું મેળવ્યું છે? જુનામાંથી શું ગયું છે? એની તુલના કરવાની કોલેજો ક્યાં છે? પણ કોલેજોનો શું વાંક? મીલોના તાકા ન વેચાય, એમાં મીલોનો વાંક કાઢવો જેમ નકામો છે. તેમ ભણેલા ભુખે મરે, એમાં કોલેજનો વાંક કાઢવો પણ નકામો છે, પણ સંસ્કારના પડદા નીચે છુપાએલી અસંસ્કારીતાએ જે વહેવાર શુન્યતા આણી છે, એમાંજ બેકારીનું મુળ છે. આજના નાટકના બે યુવકો, એક 'અનીલકુમાર' અને બીજો 'પ્રવિણચંદ્ર' એક ગ્રેજ્યુએટ હોવા છતાં વહેવારનો અજાણ, બીજો ઓછું ભણેલો છતાં પુરેપુરો વહેવારીક છે, જેની વ્યવહાર કુશળતા મુડીવાદને બદી મુડીવાદીઓની વચમાં પોતાનું અનોખું સ્થાન જમાવે છે. '**હંસા કુમારી**' શ્રીમંત પીતાની પુત્રી છતાં પ્રાચીન સતીઓની કક્ષામાં મુકી શકાય એટલું સુંદર એનું પાત્રાલેખન છે.—અનીલ—આજનો યુવાન છે. પ્રવિણચંદ્ર કંઈક નવો છે. 'સુમતી' મોડર્ન ગર્લ હોવા છતાં, પરીણામે એ નકલી જીવનની પોકળતા સમજે છે. પ્રતાપચંદ્ર અને દુલારામ સમાજને શોષતા, પ્રતિષ્ઠાના મીનારા પર ઉભેલા ખલનાયકો છે. આટલી આજના

નાટકની પાત્ર સૃષ્ટિ છે. જે "શાઃ મણીલાલ પાગલે" પોતાની હમેશ મુજબની લાક્ષણીક શૈલીએ સરજી છે. કાવ્યોનો મારો સત્કાર લોકરૂચીને જો પોષે તો મારા પ્રયાસની સાર્થકતા. કંપનીના મ્યુઝીક સ્ટાફે એમાં પ્રાણ પુર્યો છે. શેઠ નકુભાઇના ચિઃ ભાઇ નંદલાલે આર્ટ ડીરેક્શનમાં સુંદર ફાળો આપ્યો છે. શાઃ નકુભાઇ શેઠે ટુંક મુદતમાં પ્રયોગને સ્ટેજ કરવા સુંદર શ્રમ ઉઠાવ્યો છે, અને કંપનીના કુશળ કળાધરોએ પરીશ્રમ પુર્વક પ્રયોગને તૈયાર કરી આપ્યો છે. જેની લાંબા ગાળાથી ખોટ હતી એવી અભીનેત્રીઓ પણ આ વખતે દેખાવ દેશે. આટલો કલામય પ્રયોગ આજે આપને ચર્ણે રજુ કરીએ છીએ, આપને એ ગમે, મનોરંજક અને બોધપ્રદ નીવડે, એટલીજ શુભેચ્છા પ્રભો હૃદયની. અભ્યર્થના સહ વિરમતો.

ભારતભુવન થીએટર.
ગુરૂવાર,
તા. ૨૪–૧૦–૪૦

આપનો,
**રઘુનાથ ત્રિભુવન બ્રહ્મભટ્ટ.**

—

ૐ તત્સત પરમાત્માને નમઃ

# હંસા કુમારી

## નાટકનો ટુંકસાર.



### મંગળાચરણ—વસ્તુ સુચન.

### અંક પહેલો

**પ્રવેશ પહેલો—સ્થાન. પ્રતાપચંદ્ર શેઠનો બંગલો**

પ્રતાપચંદ્ર શેઠની પુત્રી હંસા કુમારીને તેના પુત્રના જન્મ દિવસના માંગલીક પ્રસંગે અભીનંદન આપવા આવેલ સખીઓનો વાદવિવાદ. ઘર જમાઇ પદની ચર્ચા, હંસાના સાસુ સસરા ભોળાનાથ અને સાવિત્રીનું આગમન, લક્ષ્મીના મદમાં અંધ બનેલી હંસાની માતા મંગળાગૌરીએ તેમનું અપમાન કરવું, પ્રતાપચંદ્રે ઘર જમાઇ અનીલને બોલાવી સાસરે રહેવું છે કે બાપને ઘેર જવું છે, એ પ્રશ્ન પૂછવો, અનીલનું મનો મંથન, પિતૃભક્તિનો વિજય.

### ટેબ્લો.

**પ્રવેશ ૨ જો—ભોળાનાથનું મકાન.**

ભોળાનાથના ભાણેજ પ્રવીણચંદ્રને કસવા આવેલ પ્રતાપચંદ્રની નાની પુત્રી સુમતી તથા પ્રવીણચંદ્રનો વાર્તાલાપ પ્રવીણના નિશ્ચય આગળ સુમતીની હાર, ગ્રેજ્યુએટ

પુત્ર પાછો ઘેર આવ્યાથી વૃદ્ધ દંપતીનો આનંદ, પ્રવીણું સ્વતંત્ર વેપાર માટે ભોળાનાથ પાસે પાંચસો રૂપીઆની માગણી કરવી, સાવિત્રીએ ભાણેજની મદદ માટે પોતાના અલંકારો ઉતારી આપવા, કયાંય નોકરી ન મળતાં હતાશ બનેલા અનીલનું આવવું, ભોળાનાથની મુંઝવણ હંસાના પીતા હંસાના ભરણુપોષણુનો દાવો લાવવાના છે એમ જાણી અનીલે હંસાને તેડવા જવું.

**પ્રવેશ ૩ જો—સ્થળ. પ્રતાપચંદ્રનો નવો બંગલો.**

નાચ ગાયન પાર્ટી થયા બાદ અનીલનું હંસાને તેડવા આવવું, સાસુ સસરાનો તીરસ્કાર, હંસાએ અનીલચંદ્ર સાથે એમને ઘેર જવાનો નિશ્ચય જાહેર કરવો, પતાપચંદ્રનો ક્રોધ, હંસાએ પુત્રને લઈ અનીલ સાથે ચાલી નીકળવું

**ટેબ્લો**

**પ્રવેશ ૪ થો—દુલારામનું મકાન.**

પ્રતાપચંદ્રના મીત્ર દુલારામની દીકરી લલનાએ માતા પીતાને બનાવી પોતાના પ્રેમી સાથે છુપી મુલાકાત સાધી લેવી, પ્રવીણે પાંચસો રૂપીઆ લઈ કોન્ટ્રાકટ માટે દુલારામ પાસે આવવું, સાટું નક્કી થયા બાદ, ઉશ્કેરાયલા પ્રતાપચંદ્રે હંસાને ઘેર પાછી લાવવા દુલારામ સાથે કપટની યોજના ઘડવી.

પ્રવેશ ૫ મો—પત્થરની ખાણ.

ખાણ ખોદતાં પ્રવીણને દટાયેલો ધન ભંડાર મળવો દુલારામને બોલાવી સંગાવવો. દુલારામની લુચ્ચાઈ અને પ્રવીણની પ્રમાણીકતાનું દિગ્દર્શન, ધન ભંડાર હાથ કરવા જતાં દૈવી ચમત્કાર.

પ્રવેશ ૬ ઠો.—દુલારામનું મકાન.

લલનાના પ્રેમીનો પત્તો મેળવવા નોકરને ધમકાવતી માતાને લલનાએ શાંત કરવી, દુલારામે આવી પ્રવીણને જમાઇ કરવાની વાત કરવી, ચંચળ લલનાએ પ્રવીણની પસંદગીમાં હા પાડી જુના પ્રેમીને વિદાય કરવો, દુલારામે પ્રવીણને પોતાના બંધનમાં જકડી રાખવા; લલનાનો પતિ બનવા માગણી કરવી, પ્રવીણનો સાફ ઇન્કાર, અનીલનું નોકરી માટે આવવું, દગાબાજ દુલારામે તેને ફસાવવા બનાવટી રૂપીઆ મદદ તરીકે આપવા.

પ્રવેશ ૭ મો—ભોળાનાથનું મકાન

ગરીબ સસરાને ઘેર હર્ષથી દિવસો ગાળતી હંસાને જોઇ ભોળાનાથનાં હર્ષાશ્રુ, દુલારામે આપેલા રૂપીઆ લઇ અનીલનું આવવું, દગાબાજ દુલારામે અનીલને પકડાવવા આગળથી કરેલી ગોઠવણ પ્રમાણે પોલીસ ઇન્સ્પેકટરને મોકલવો. ભોળાનાથના ઘરની જડતી અનીલ કેદ, પ્રતાપચંદ્રનું અટ્ટહાસ્ય, હંસાનો ચીટકાર, ભોળાનાથની આંતર વેદના. ટેબલો.

# અંક બીજો.

**પ્રવેશ ૧ લો.—પ્રતાપચંદ્ર શેઠનો બંગલો.**

પ્રતાપચંદ્રે આદરેલા યજ્ઞની પૂર્ણાહુતી, હંસાને હલકી પાડતાં પોતે હલકા પડ્યા બદલ પ્રતાપચંદ્રનો પરિતાપ. દુલારામનું આગમન, દુલારામના નોકર નવલની મૂર્ખાઈથી દુલારામે છુપાવેલ જમીનમાંથી નીકળેલ ધન ભંડારની પ્રતાપચંદ્રને જાણ થવી, દગાબાજી પ્રકાશમાં આવતાં દુલારામનું પ્રતાપચંદ્રને શરણે થવું.

**પ્રવેશ ૨ જો—ગામડામાં ભોળાનાથનું ઝુંપડું.**

ભોળાનાથ અને સાવિત્રીએ દુ:ખના દિવસ ટુંકા કરવા મજુર બનવું.

**પ્રવેશ ૩ જો—જેલનો દરવાજો.**

પતિભક્ત હંસાએ જેલને દરવાજે અનીલના દર્શનની રાહ જોવી. અનીલનો છુટકારો. હંસા અનીલનું આનંદ મીલન.

**પ્રવેશ ૪ થો.—સ્થળ. ચણાતો બંગલો.**

વિરૂદ્ધ આદર્શવાળાં સુમતી અને પ્રવીણનું મીલન, હૃદય વ્યથાનો ઉકેલ, મજુરીએ આવેલ ભોળાનાથ અને સાવિત્રી સાથે પ્રવિણનું અચાનક મીલન, પ્રવીણનો પશ્ચાતાપ, હંસાને લઇ અનીલનું આગમન, દુ:ખી કુટુંબનું સુખદ મીલન.

**ટેબ્લો.**

પ્રવેશ ૫ મો.—ભગવાનનું મકાન.

લલનાની બેવફાઇ પર આંસુ સારતા ભગવાન પાસે પ્રવીણુથી પ્રેમભંગ થયેલ લલનાનું આવવું. રીસામણાં મનામણાં.

પ્રવેશ ૬ ઠો.—દુલારામનું મકાન.

પ્રપંચનો છેલ્લો પાસો ફેંકવા પાર્ટી આપી પ્રવીણુને ઝેર આપી આરોપ અનીલને માથે ઓઢાડવા પ્રતાપચંદ્રનું કાવતરૂં. દુલારામની દયાળુ પત્ની ચંદ્રા શેઠાણી ભેદ ફોડી નાંખે છે. દુલારામ તેના બોલવા પર ધ્યાન ન આપવાનું કહી મહેમાનોને જમવા બેસાડે છે. કુદરતની ઇચ્છા જુદી હોવાથી પ્રવીણુને બદલે ઝેર ભોળાનાથને ભાગ આવે છે. ભોળાનાથનું મૃત્યુ, બાજી પલટાયેલી જોઇ પ્રતાપચંદ્રે પલટો ખાવો. પોલીસને બોલાવી દુલારામને ગીરફ્તાર કરાવવો.

## ટેબલો.

# અંક ત્રીજો.

પ્રવેશ ૧ લો.—કોલેજનો કમ્પાઉન્ડ.

કોલેજનો વાર્ષીક ઉત્સવ, મહારાજાને હાથે ઈનામની વહેંચણી, ભોળાનાથના ખુનની સમગ્ર બાબતની મહારાજાને જાણ થવી, શ્રીમાન પ્રતાપચંદ્રના નામથી સનસનાટી, મહાજારાએ સત્ય શોધવાની ન્યાયાધીશને ભલામણ કરવી પ્રતાપચંદ્ર ન્યાયાધીશને ફોડવા કોશીશ કરતાં ન્યાયાધીશની ન્યાય પ્રીયતા જોઈ ગભરાવું.

પ્રવેશ ૨ જો—પ્રવીણચંદ્રનો નવીન બંગલો.

શ્રીમાન પ્રતાપચંદ્ર આરોપી સાબીત થયા છે, જાણી બધાની અકળામણ, સુમતીનું બધાને ન્યાય પર અડગ રહેવા કહેવા આવવું, પ્રતાપચંદ્રનું ઉશ્કેરાયેલી હાલતમાં હંસાનું ખુન કરવા આવવું. હંસાને બદલે સુમતીનું મરણ પ્રતાપચંદ્ર ગીરફ્તાર.

ટેબ્લો.

પ્રવેશ ૩ જો—ભગવાનનું મકાન.

લલનાને ઠેકાણે લાવવા ભગવાને પ્રેમ નાટકનો પ્લોટ ગોઠવવો. લલના પર તેની આબાદ અસર બંને પ્રેમીઓનું લગ્નની ગાંઠથી જોડાવું.

પ્રવેશ ૪ થો—"ન્યાયનો દરબાર."

ૐ

# શાંતિ ! શાંતિ !! શાંતિ !!!

# હંસા કુમારી

## નાટકનાં ગાયનો.



### મંગળાચરણ.

સ્તુતી— ૧

મધુર મધુર મંગલ કામ
યમુના મધુર કુંજ મધુર
શ્યામ મધુર શ્યામા મધુર
મધુર મધુર પૂરણ કામ........મધુર
મધુર મધુર મુરલીતાન
મધુર મધુર પ્રેમગાન
મધુ સુવાસ મધુ પ્રકાશ
મધુરતા ભર શ્યામ નામ........મધુર

નટી:— ૨

કોલેજોની કરૂણ કથાઓ ઘર ઘર આજ ગવાય
બની બ્હાવરી સરસ્વતીએ લક્ષ્મી ઘર અટવાય
અભણ ઘરે ભટકાય ભણેલા કોને કહેવા જાય ?

કેળવણીએ કલા બગાડી જીવન કલા કરમાય
કહો રહ્યું શું? કહો ગયું શું? પ્રશ્નો આજ પુછાય
અભણ ઘરે ભટકાય ભણેલા કોને કહેવા જાય?
બી. એ. બની કોઈ બી. ટી બની કોઇ મેટ્રીક થઇ હરખાય
વધ્યા શોખને વધી ગરીબી સમય વ્યર્થ ખર્ચાય.
અભણ ઘરે ભટકાય ભણેલા કોને કહેવા જાય?

**હંસા-છોકરીઓ-** ૩

જીવન જાગે જગાવે પ્રેમ વીણા....
હૃદય જાગે જગાવે ભાવ ભીના-હાં.
કોઇ ભોગી કોઈ રોગી એ સ્નેહ ગાન ઝીલે,
કોઈ સ્નેહી નીર્મોહીએ પ્રેમપાન પીલે,
નભના કીનારે વાગે
અવનીના આરે જાગે....વાગે
કયાં વાગે
કયાં વાગે એ સ્નેહ તાર ઝીણા.

**સખી-** ૪

ભોગી મધુકર છે આજના યુવાન
ભાવ ભુખ્યા ન ભાવનાનું ભાન
લલીત લલનાનું ધ્યાન, મોહમદીરાનું પાન

એને શિક્ષણના ક્યાં છે સ્વમાન
ઉંચા આકાશમાં માંડે છે આંખડી
પહેલા પગલાનું ના ભાન
લાંબા વિચારને ટુંકી છે આંખડી
હૈયામાં ઓછી છે હામ
જીતશે ક્યાંથી જીવન સંગ્રામ—ભોગી

**સુમતી -** ૫

કોઇ કહેશોના અમને કોઇ કહેશોના
જો જો પ્રેમતણી પ્રતીમાઓ.
અમને કોઇ કહેશોના
સમાજ સામે બળવાખોરી
રૂઢી ઉપર કરશું સરજોરી
તમારે હાથ અમારી દોરી માની એમ લેશોના
અમને દોષ દેશોના..........જો જો—પ્રેમ
સ્વતંત્ર ફરતી પશ્ચિમ રમણી
સહે ગુલામી ભારત રમણી.
અમને અધોગતીમાં નાખી ઉન્નતી કોઇ જોશોના
અમને દોષ દેશોના જો જો—પ્રેમ

સુમતી—　　　　　૬

શ્રીમંત ઘરની રસીક કુમારી
રસ મસ્તીમાં રમે
અમને એવી વાતો ગમે
વૈભવ ઘેલાં જીવન અમારાં
વૈભવમાં મન રમે
અમને એવી વાતો
મને ગમે સભાઓ ભરવી
મને ગમે ભાષણો કરવાં
નથી શીખવું રસ મંદીરમાં
નથી પાણીડાં ભરવાં
અમને એવી વાતો ગમે
મારે જીવન મનોહર કરવાં
પ્રભુતામાં પગલાં ધરવાં
રમણી જીવનમાં રસ ભરવા
ડગ નહી પાછાં ભરવાં.
અમને એવી વાતો ગમે

**નાચનારીઓ—** ૭

શ્યામ તોહે મધુ બનમે મીલ જાઉં
પીયાંકા દીસ બીચ આજ મનાઉં
મધુરા ધરકી મુરલી બનકે
પંચમ તાન સુનાઉં
મોર મુકુટકી કલગી બનકે
બનમાલા બન જાઉં
વ્રજનારી બન દીરસે આઉં
મખ્ખન ભોગ ધરાઉં
વૃન્દા બનકી કુંજ ગજાઉં
અભીનવ રાસ રચાઉં
વદન કમલ પર મૃદમદ
ચંદન મોહન તિલક લગાઉં
રઘુનાથ પીયા તનમન વારૂં
ચરણનમેં મીલ જાઉં

**લલના—** ૮

મને કહેતું આખું ગામ લલના લટકાળી
મારૂં નાત જાતમાં નામ લલના લટકાળી

મારી સુંદરતાએ હદવાળી
મારી કાયા કેસરની કયારી
મારે એનાથી શું કામ મળ્યો ના રસમાળી
મને કોઈ કહે ચંદન વેલી
કોઇ કહેતા ચતુરા ચંબેલી
બળ્યું રસિક અમારૂ ગામ મળ્યો ના રસમાળી

**દુલ્લારામ—** ૯

દુનિયા સ્વાર્થની બાજી સ્વાર્થની સઘળે માયા
તે દુનિયામાં પંકાયા જે સાધે સ્વાર્થ સવાયા
સીદ્ધ બનો કે સાધુ બનો પણ પચવો માલ પરાયા
ધર્મ ઢોંગ છે, નીતી નકામી, થશો નહી બહુડાહ્યા
આ મોહનજીની માયા—દુ.
જગમાં જન્મી સ્વાર્થ ન સાધે સમજો ઢોર હરાયા
સોનાની લગડીની પાછળ અજબ ખેલ ખેલાયા
આ મોહનજીની માયા—દુ.

**હંસા—** ૧૦

મીઠું મીઠું સાસરીયું સોહાય
સુભાગી નારને મળે

સ્નેહ સુના સંસારમાં એ છાંય
સુભાગી નારને મળે
માતાની માયા છે સાસુને ખોળે
તાતા સમા હેતથી સસરાજી બોલે
શીળી વ્હાલમજીની છાંય
સુભાગી નારને મળે
ઝુલાવે રોજ મને પ્રીતી હીંડોળે
નાથ તણા નેહને હું હીંચું હીંચોળે
વેલાં ઘડીમાં થવાય
સુભાગી નારને મળે

## અંક ૨ જો.

છોકરીઓ— ૧૧

અનુપમ અવસર આ મનહાર
કદલી મંડપ સોહે દ્વાર
મંજુલ મૃગમદ કુમકુમ થાળ
ઉજ્જવળ ફુલડાંની ફુલમાળ
તોરણ બાંધ્યા દ્વારો દ્વાર
મંગલ અતીથીના સત્કાર

મંગલ યજ્ઞ મંગલ પૂજન
મંગલ આંગણુ મંગલ જીવન
લક્ષ્મી નંદનના ઉપહાર કરતા સુભાગી આ સંસાર

અદ્ભુતના છોકરાઓ— ૧૨

હૈયામાં ધરી હામ તું કૈં કામ કરીજા
હૃદય રામ સ્મરીજા, જીવન જામ ભરીજા
અમર નામ કરીજા
આથમતો સુર્ય પાછો ઉગે છે સવારે
પાછું જીવન મળે છે મૃત્યુને કીનારે
કાં વ્યર્થ મરીજા, સંગ્રામ કરીજા
અમર નામ કરીજા
ગઇ કાલની જે વાત તે ગઈ કાલ જવા દે
ઉગે નવું પ્રભાત. નવું વિશ્વ થવાદે
નવ દેહ ધરીજા, સંસાર તરીજા
અમર નામ કરીજા

હંસા— ૧૩

જપું પ્રેમ માલા પીયુ નામની
વિયોગી નિશા શશી શ્યામની
રવીજાંય એને નથી કામની

સુધાપાન પ્યાસી સુની જામની.......જમું
કલંકી દુનિયા કહે પણ ચંદ્રીકા કહેતી કે ' ના
ચકોરી રસપાનની પ્યાસી કહો રહેતી કે ' ના
કોઈ વિજોગીની જોડલી એના ઉદય ન્હાતી કે ' ના
દર્શન થતાં પ્રીયચંદ્રના કહો કુમુદ હરખાતી કે ' ના
સદા ભાવ ભીની જગે ભામીની

સુમતી- ૧૪

મનમાન્યા માન ન માગો ઝાઝુ શું તમને કહીએ
સ્નેહીને શું સંતાપો ઝાઝુ શું તમને કહીએ
આંખોમાં લાવી આંસુ હૃયામાં લાવી આશા
પ્રેમીના પાલવડામાં દેશોના પ્રેમ નિરાશા
સાગરનાં હૈયા રાખો ઝાઝુ શું તમને કહીએ
અજવાળાં આંખો સામે છાયા હૈયે અંધારા
રસના તરસ્યા પ્રેમીને પ્રેમીના હોય સહારા
પ્રેમીની પાંખ ન કાપો ઝાઝુ શું તમને કહીએ

લલના, ભગવાન- ૧૫

સાચવો મારો ગુલાબનો છોડ
વેલી હુંતો લવંગની
ઉભાં જીવનમાં જોડાજોડ

પાંખો જેવી પતંગની
આભલાનો મેઘ તું મારી છે વિજળી
કેસરને કયારડે કસ્તુરી આભળી.
રંગમાં ભીંજી ભીંજાવાના કોડ
મંજરી જેવી વસંતની
મુંબઈમાં પહેલાં મલ્યાં સુરત જામ્યો પ્રેમ
આવ્યા અમદાવાદમાં ફળી અમારી નેમ
સાથીઓ સોહે કસુંબીનો રંગ
ઓઢણી ઓઢી ઉમંગની

**કથકલીઓ—** ૧૬

કયાં વાગી ? સખી કયાં વાગી,
અધુરી વાગી, મધુરી લાગી,
સુણાવી, જગાવી, પ્રીતીની મીઠી તાન.
હું જાગી, સખી હું જાગી,
મીઠી રઢ લાગી, બની સુભાગી,
પ્રીતીની વિણાએ જગાવ્યું રસભાન.
જે વાગી'તી યમુના તટમાં,
એ વાગે છે અંતર પટમાં,
કોમળ ભીંજ્ર પ્રાણ..................કયાં વાગી ?

એ સ્વર ગાને શારદ નાચી !!
નારદ નાચ્યા મીરાં નાચી !!
નચવી નચવી નટવર નાચ્યા !!
લૂંટી રસની લ્હાણુ..................ક્યાં વાગી ?

## અંક ૩ જો.

કન્યાઓ— ૧૭

ઉજવળ સંસ્કૃતી ધામ, અમારાં ઉજવળ સંસ્કૃતી ધામ
જ્યાં નવજીવન, જ્યાં નવચેતન, વિજ્ઞાન જ્ઞાન અભીરામ
અમારા ઉજવળ સંસ્કૃતી ધામ
લલીત કલા જ્યાં મનભર સોહે
સંસ્કૃતીથી જનનાં મન મોહે
માટીમાંથી ઘડે માનવી આતમના આરામ
અમારાં ઉજવળ સંસ્કૃતી ધામ
એ મંદીરપર અમી વરસાવો
દાન દયાના સ્ત્રોત વહાવો
એની ઉન્નતીમાં જગ ઉન્નત
પગલે પાવન કામ
અમારાં ઉજવળ સંસ્કૃતીધામ

હંસા— ૧૮

શ્યામ સુખનાં સંગાથી સાથી દુઃખનાં અમે
છાંય તરૂવરની તરૂવરને ચરણે રમે
પ્રેમ સાગરની ભરતી, સાગરમાં શમે
વાસ પુષ્પ થકી ન્યારી કદી રહેશે નહી
કાયા પ્રાણના વિયોગ કદી સહેશે નહિ
હોય દુઃખડાં અનંત કષ્ટ કાયા દમે
નહી જુગના સંગાથ કદી છોડવા ગમે—પ્રેમ સાગરની

સુમતી— ૧૯

મુસાફર માર્ગ થયા ન્યારા પંથમાં છે અંધારા
સાગર ખારા તે ખારા પંથમાં છે અંધારો
ઘોર કલંકી પીતા અમારા, નિર્મળ વડીલ તમારા
ન્યાય તુલાએ નિર્મળ કરવા, નિર્મળ મનમારાં—પંથમાં
ઈશ્વરથી પણ પૂજ્ય અધીક છે, તાતજી તારણહારા
એના કલંક ધોવા ઓછી ગંગાની ધરા—

ભગવાન લલના— ૨૦

કાલ સ્વપ્નામાં આવ્યા'તા તમારા સમ છે.
દિલડાને ભાવ્યા'તા તમારા સમ છે.

સેજડી સમારી જરા સુતી ના સુતી
ત્યાં સાલુડાની કોર મારી ખેંચી
રૂપલા રાતલડીને અજવાળે ઓરડે
હૈયાના હેતભર હીંચી—તમારા સમ છે
તને વ્હાલમના સમ તને પ્રીતમના સમ
તને સ્નેહીના સમ—કહી લજ્જાના ઘુંઘટ ખોલ્યા
( ના. ના. ) તમારા સમ છે.

 સમાપ્ત. 

આ ચોપડી જૈન એડવોકેટ પ્રી. પ્રેસમાં વાડીલાલ બાપુલાલ શાહે
છાપી. ઠે૦ ઘીકાંટારોડ જેશીંગભાઈની વાડી, અમદાવાદ.

ટાઇટલ
શ્રી કેસરીઆજી પ્રી.
પ્રેસમાં છાપ્યું અમદાવાદ.

આ ચોપડી
શ્રી આર્યનૈતિક નાટક સમાજ
માટે છાપી ગુરૂવાર તા. ૨૪-૧૦-૪૦

